# પવિત્રાત્માથી બાપ્તિસ્મા કરનાર.



ન્યુયોર્ક શહેરના ડૉ. એ. બી. સિમસનના ભાષણનું

ભાષાંતર.



પ્રસિદ્ધ કરનાર.

રેવ. જે. આર. ટર્નબુલ, બી. એ.

મુ. અહેમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.



સન ૧૯૨૭.

રૂ. ૦-૨-૦

Printed at the
Diamond Jubilee Printing Press Ahmedabad
by DEVIDAS CHHAGANLAL PARIKH
and published by
REV. J. R. TURNBULL, B. A.
Mehmedabad.

# પવિત્રાત્માથી બાપ્તિસ્મા કરનાર.

"જેના પર આત્માને ઉતરતો તથા રહેતો તું જોશે, તેજ પવિત્રાત્માથી બાપ્તિસ્મા કરનાર છે." યો. ૧; ૨૩.

આ વિષય પ્રભુ ઇસુ ખ્રીસ્તને આપેલાં નામોમાંનું એક નામ બતાવે છે. ઉપરની કલમમાં પવિત્રાત્માનું નામ પણ સમાએલું છે. પવિત્રાત્માને માન આપવું એ યોગ્ય છે કારણ કે તે પોતાને માન આપતો નથી. ઇસુ ખ્રીસ્તને પણ મોટો મનાવે છે અને જેને તે પ્રગટ કરવા ચાહે છે, તેના મહિમામાં તે સંતાએલો રહે છે. આ ઉપરની કલમમાં ખાસ કરીને પવિત્રાત્મા વિષેની વાત નથી પણ તેના મોકલનાર વિષેની વાત આવે છે. પવિત્રાત્માથી બાપ્તિસ્મા કરનાર આપણો પ્રભુ ઇસુ ખ્રીસ્ત છે અને તે આપણને નવા કરારના જમાનાનું આ સૌથી મુલ્યવાન દાન આપે છે.

## અ ઇસુ કેવી રીતે પવિત્રાત્માનું બાપ્તિસ્મા આપે છે?

જેમ ઇસુ તે બાપનું દાન કહેવાય છે. તેમ આત્મા તે ઇસુનું દાન કહેવાય છે. જુના કરારનું સૌથી મોટું દાન તે ઇસુ હતો; અને ઇસુનું સૌથી મોટું કૃપાદાન તે આત્મા હતો. બાપ દિકરાને મોકલે છે, દિકરો આત્માથી બાપ્તિસ્મા કરે છે; અને આત્મા બાપ તથા દિકરા બંનેને આપણાં અંતઃકરણ તથા જીવનવૃતિમાં પ્રગટ કરે છે.

૧. આત્માને અંતઃકરણમાં આવતા અટકાવનારાં રોકાણોને ઇસુએ દૂર કર્યાં છે. આ અર્થમાં તે આત્મા આ-

પનાર કહેવાયછે. સૌથી મોટું રોકણ તે પાપ હતું. આત્મા તે બાપની હાજરી છે; અને જેમ જળપ્રલયને વખતે નુહે બહાર મોકલેલું કબુતર મુડદાં પર બેઠું નહિ તેમ પવિત્ર દેવ અશુદ્ધ અંતઃકરણમાં રહી શકતો નથી. જળપ્રલયનાં પાણી સુકાઇ ગયાબાદ તથા સઘળાં મુડદાં ખલાસ થયા પછી કબુતરને રફતે રફતે રહેવાની જગ્યા મળી. પ્રથમ તે જૈતુન ઝાડની ડાળીઓ પર બેઠું અને જેમ રોકાણો કે મુશ્કેલીઓ દૂર થતી ગઈ તેમ તેને આખી પૃથ્વી પર આવ જા કરવાની છૂટ મળી. એજ પ્રમાણે જુના કરારના સમયમાં પવિત્ર આત્મા તોફાની હૃદયમાં રહી શકયો નહિ. જેમ કબુતર વારંવાર વહાણમાંથી બહાર જતું હતું તેમ તે પણ તેઓની પાસે જતો હતો. તે વારંવાર જૈતુન ઝાડની ડાળીરૂપી શાંતિનો કરાર તેઓની પાસે કરાવવા ચાહતો હતો તથા વારંવાર તેઓની પાસે ઇશ્વરી પ્રકટીકરણ, આનંદ તથા સહાય લઈને આવતો હતો. જ્યાં સુધી ઇસુએ પ્રાયશ્ચિતનું કામ પુરૂં કર્યું નહોતું ત્યાંસુધી માણસનું હૃદય તેનું ઘર થયું નહિ. કાલવરીએ વધસ્તંભ પર પાપનો દંડ પૂરો ભરવામાં આવ્યો અને ઇસુના પ્રાયશ્ચિતથી દેવ પાપી માણસને દેહ સંબંધી મુએલો ગણે છે, ત્યારે આત્મા નીકળીને માણસો મધ્યે એટલુંજ નહિ પણ તેઓનાં હૃદયોમાં રહેવા જાય છે. ઇસુના આકાશ ગમન પછી પાપનો પૂરો બદલો ભરવામાં આવ્યો છે એ સંબંધી ઇસુએ બાપને સંતોષ પમાડયો કે તરતજ આત્મા આકાશમાંથી ઉતર્યો. એજ પ્રમાણે જ્યારે દરેક માણસ પોતાનાં પાપ કબુલ કરે છે અને પાપ નિવારણ કરનાર તરીકે ઈસુનો અંગીકાર કરે છે,

ત્યારે તેના મંદિરરૂપી હૃદયમાં આવવા આનંદ માને છે. તે આપણો મેમાન, મિત્ર દોરનાર તથા ધણી છે; એટલુંજ નહિ પણ તે આપણે સારૂ દેવનો પ્રતિનિધિ થાય છે તથા આપણામાં રહેવા આવે છે, અને આપણામાં તથા આપણે સારૂ દેવની ઇચ્છા પુરી કરે છે. એ બધાને માટે આપણે ઈસુના દેવાદાર છીએ. જો ઇસુએ આપણા ઉદ્ધારનું કામ પુરૂં કર્યું નહોત તો દેવની હાજરીરૂપી પવિત્રાત્મા આપણામાં કે આપણી મધ્યે કદી રહેવા આવત નહિ. હાલમાં દરેક પાપી માણુસને સંદેશો પહોંચાડવામાં આવ્યો છે, કે "પસ્તાવો કરો, ને ઈસુ ખ્રીસ્તને નામે તમારામાંનો પ્રત્યેક બાપ્તિસ્મા પામો, કે જેથી તેમારાં પાપોનું નિવારણ થાય; ને તમને પવિત્ર આત્માનું દાન મળશે." વહાલા મિત્રો, શું તમને ઈસુએ કરેલું મોટું પ્રાયશ્ચિત મળ્યું છે? શુ તમે શુદ્ધ કરનાર લોહીનો છંટકાવ પામ્યા છો? દેવની સાથે તમારો મેળાપ થયો છે? શું તમારૂં પવિત્રીકરણ થયું છે? મોટા પ્રમુખ્ય યાજક ઈસુના મુલ્યવાન લોહીથી તમારા હૃદયરૂપી પરમપવિત્ર સ્થાનમાં પેસવાનો રસ્તો ઉઘાડવામાં આવ્યો છે, એ માટે કે દેવનો મહિમા તમારાં હૃદયોમાં પ્રકાશે અને ઇસુ ખ્રીસ્તના મ્હોમાં દેવના મહિમાનું તેજ પ્રગટ કરે? શું કોઇપણ પાપરૂપી વાદળ દેવના પવિત્રાત્માને અંદર આવતાં અટકાવે છે? ઓ, જો આપણી સ્થિતિ એવી હોય, તો તે બધુ શુદ્ધ કરવાને શક્તિવાન છે. તેના પ્રીય પગ પાસે આવો, તેના વહેવડાવેલા લોહી પાસે આવો; તેના કૃપાસનની પાસે આવો, કાલવરીના વધસ્તંભ પર જે મોટું બળીદાન થયો, તેની પાસે

આવો, મોટા પ્રમુખ્ય યાજક ઇસુની પાસે આવો, અને તે તમને પોતાના લોહીએ કરીને શુદ્ધ કરશે તથા પવિત્રાત્માથી તમારૂં બાપ્તિસ્મા કરશે.

૨. ઇસુ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરે છે કેમકે તે પોતે પણ આત્મા પામ્યો હતો અને તેજ આત્મામાં તે સાડાત્રણ વરસ સુધી ગાલીલના યહુદાહમાં ફરતો રહ્યો ને એજ આત્મા તે આપણને આપે છે. દેવપણામાંની ત્રીજી વ્યક્તિ પામવાથી તે બેઉનો પરસ્પર મેળાપ વધ્યો તેથી ઇસુ તેને એટલે બીજો આત્મા નહિ પણ પોતાનો આત્મા મોકલી શકયો; આ ઘણી મુલ્યવાન અને ખરેખરી અજાયબ જેવી વાત છે. જુના કરાર તળે તે કેવળ દેવપણાનો આત્મા હતો અને ઇસુ આવ્યા પહેલાં જે પ્રમાણે પવિત્ર આત્મા માણસો સાથે રહેતો હતો તે પ્રમાણે હાલ રહેતો નથી; પણ તે માનવી તથા ઇશ્વરી ખ્રીસ્તમાં રહેનાર આત્મા છે, કેમકે ખ્રીસ્તના માનવપણાના જીવનમાં આત્માની કોમળતા તથા કરૂણા જોવામાં આવે છે. યોહાન તથા મરિયમ પર પ્રેમ કરનાર આત્મા, ઇસુની ગોદમાં નાનાં છોકરાંને લઇ જનાર આત્મા, સમુદાય પર કરૂણા લાવનાર તથા યરૂશાલેમને માટે રડનાર આત્મા હતો. વળી જે આત્માએ બિચારી સ્ત્રીને કહ્યું, કે "જા, હવેથી પાપ કરતી ના." તે, જે આત્માએ કાનમાં કહ્યું કે તમારાં મનને ગભરાવા ન દો, તે, સમરૂનની સ્ત્રીની સાથે વાત કરનાર આત્મા, પીતરને માફ કરનાર તથા પાછો લાવનાર આત્મા, થોમાના સઘળા અવિશ્વાસને જતો કરનાર આત્મા, ન્યાયી સભાની આગળ ઉભો રહીને બહુ ધીરજથી શરમ તથા વધસ્તંભનું કષ્ટ

વેઠનાર આત્મા, ઇમાસના રસ્તા પર ચાલતાં વાત કરનાર આત્મા હતો. તે કેટલા ભોળાપણા તથા માનસિક કોમળતાથી ચાલતાં ચાલતાં વાત કરતો હતો! ઉપરની વાતો પરથી આપણા મુલ્યવાન ઈસુનો આત્મા કેટલો પાસે છે તે જણાઇ આવે છે. ઇસુને તે આત્મા મળ્યો અને તેથી ઇસુ તેના સઘળાં વચનો આત્માને આસરે બોલ્યો હતો તથા તેનાં સઘળાં કામ ઇસુએ આત્માને આસરે કર્યાં હતાં. જે આત્મા ઈસુમાં રહેતો હતો તેજ આત્મા તે હાલ આપણને આપે છે; અને તેથી પ્રેરિત પાઉલ રૂમીઓને પત્રમાં ખ્રીસ્તના આત્મા વિષે બોલતાં કહે છે, કે "જો, ખ્રીસ્ત તમારામાં છે, તો પાપને લીધે શરીર તો મરેલું છે, પણ ન્યાયીપણાને લીધે આત્મા જીવે છે." અને "જો કોઇને ખ્રીસ્તનો આત્મા નથી, તો તે તેનો નથી."

વહાલા મિત્રો, તે પોતાનો પવિત્ર આત્મા તમને આપવાને વાટ જુએ છે અને કહે છે, કે "તમે પવિત્ર આત્મા પામો." તમે તેને ઇસુની પાસેથી પામી શકોછો કેમકે તે પોતાના પ્રેમની કોમળતા પ્રમાણે મિષ્ઠ, આત્માના અજવાળા પ્રમાણે શુદ્ધ, સામર્થ્યના બળ પ્રમાણે શક્તિવાન અને આપણા પ્રભુ ઇસુની કરૂણા પ્રમાણે કોમળ છે.

૩. ઇસુ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરે છે એટલે કે તેણે તેને પચાસમાને દિવસે આકાશમાંથી પૃથ્વી પર મોકલી દીધો કેમકે તેણે તેને મોકલી દેવાનું વચન આપ્યું હતું કે "જો હું જાઉં નહિ, તો સંબોધક નહિ આવશે પણ જો, હું જાઉં, તો હું તેને તમારી પાસે મોકલી દઇશ." અને તેજ પ્રમાણે પીતર તેના આવવા સંબંખી બોલતાં

કહે છે, કે "બાપ પાસેથી પવિત્ર આત્માનું વચન પામીને, આ જે તમે જુઓ છો, ને સાંભળો છો, તે તેણે રેડયું છે." પચાસમાને દિવસને પવિત્ર આત્મા ઉતર્યો તે બીના સ્પષ્ટ અને અગત્યની છે. તે દિવસે તથા તેજ પળે એક ખરી ઈશ્વરી વ્યક્તિએ પોતાનો વાસ બદલ્યો અને સ્વર્ગ છોડીને પૃથ્વી પર રહેવા આવ્યો. ત્યાથી તે સ્વર્ગમાં નહિ પણ આ જગતમાં રહે છે. ઈસુના આકાશગમન વખતે જેવો મહિમાવાન દેખાવ થયો હતો તેવો તે વેળાએ ભારે આંધિના ઘુઘવાટ સાથે દેખાવ થયો હતો. સુવાર્ત્તા કે કૃપાનો જમાનો બંધ થાય ત્યાંસુધી પવિત્ર આત્મા પૃથ્વી પર રહેવાને આકાશથી ઉતર્યો છે; અને તે ઘડીથી તે આ જગતમાં રહેલા ખ્રીસ્તના લોકોનાં હૃદયોમાં તથા ખ્રીસ્તના શરીરરૂપી મંડળી મધ્યે રહે છે.

આપણે આ વાત બરાબર સમજીએ. કેમકે પવિત્ર આત્મા હાલ સ્વર્ગમાં રહેતો નથી તેથી આપણે એવું માગવું ન જોઇએ, કે પવિત્ર આત્મા, આકાશમાંથી અમારા પર ઉતરી આવ. પણ તે હાજર છે આપણે ફક્ત તેને પામવાનો છે; કારણકે તે કયારનો આવ્યો છે, તેથી સર્વ જગ્યાઓમાં દેવ આ મોટું બાપ્તિસ્મા પામવાની આજ્ઞા કરે છે તથા તે આપે છે. જેમ આકાશમાં વિજળી રહેલી છે અને આપણે તેને ખેંચી લેવાની છે; તથા જેમ વાતાવરણમાં ભિનાશ રહેલી છે અને કોરો ઘડો ઝાકળને ચુંસી લે છે તેમ પવિત્ર આત્મા આપણી આસપાશ બધે છે; અને સર્વ જગ્યામાં તેની હાજરી રહેલી છે. તે એટલો પાસે છે કે જો તમે તેની સાથે ધીમા

અવાજે વાત કરો તો પણ તે તમારૂં સાંભળે છે. આપણે કેવળ ખાલી વાસણના જેવા થવાનું છે અને તે તાજા પાણીથી ભરવા આવે છે. જેમ આપણાં ફેફસાં શ્વાસ વાટે લીધેલી હવાથી ભરાય છે; જેમ કોઇપણ ઓરડામાં ઉઘાડી બારી વાટે અજવાળું દાખલ થાય છે તેજ પ્રમાણે આત્મા આપણા આખા હૃદયમાં પ્રગટ થાય છે. પ્રિય વાંચકવર્ગ, આત્મા મોકલાયો છે અને પચાસમાનો દિવસ આવી ગયો છે માટે શું તમે તેનો અંગીકાર કરશો ?

૪. દરેક ખ્રીસ્તી માણસને આત્માનું બાપ્તિસ્મા પામવાની અગત્ય છે. જેમ આપણને મોટા પ્રાયશ્ચિતની જરૂર છે તેમજ પવિત્ર આત્માની હાજરીની આપણને જરૂર છે આ કામ કેવળ ઇસુ કરી શકે છે. તેથી તમારે પવિત્ર આત્માની નહિ પણ તારનારની પ્રાર્થના કરવી કારણકે તેજ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરે છે. તેને પામવાને ઈસુની પાસે જાઓ, તેના પગ આગળ પડો પોતાને પવિત્ર કરનાર તરીકે તેને પામી લો, ને પોતાના તારનાર તરીકે તેનો અંગીકાર કરો; આ મોટું મુલ્યવાન કૃપાદાન આપશે, એવો તેના પર ભરોસો રાખો, તે તમારૂં છે એવો હક કરો, તેનું ભરપુરપણું પામ્યા વગર તેને જવા ન દો, તેના પ્રિય પગે વળગી રહો, તમારા જ્યેષ્ઠપણાનો તથા ઉદ્ધારનો હક બતાવો કે જે તમને આપવાને આતુર છે તેની વાણી સાંભળો, તેની આજ્ઞા પાળો, તમારી પ્રાર્થનાનો સહેજ મળેલા જવાબને લીધે તેનો આભાર માનો, તમને મળેલું અજવાળું જો કે ઝાંખું લાગતું હોય તોપણ તેમાં ચાલો.

તમે થોડીવારમાં પ્રભુને તેના સંપુર્ણ મહિમા તથા પ્રેમ સહિત જાણશો અને જે તમને પવિત્ર આત્માથી બાપ્તિસ્મા આપે છે તેને સદાસર્વકાળ સુધી સ્તુત્ય માનશો.

## આ. આ મોટા બાપ્તિસ્મા તથા આશીર્વાદમાં શું શું સમાએલું છે ?

૧. તારણને વખતે પવિત્ર આત્મા જે કામ કરે છે તે આત્માના બાપ્તિસ્માથી જુદું છે. તે વખતે માણસનો નવો જન્મ થાય છે પણ ત્યાર પછી આત્માના બાપ્તિસ્માની જરૂર છે. જેમ ઈસુએ પોતે આત્માથી મરિયમને પેટે જન્મ લીધો પણ ત્રીસ વરસ પછી તે યર્દન નદીમાં આત્માનું બાપ્તિસ્મા પામ્યો તેમ તારણ પામતી વખતે આપણ દરેક આત્માથી જન્મીએ છીએ પણ જ્યારે સંપુર્ણ ખ્રીસ્તને આધીન થઇએ છીએ ત્યારે આપણે આત્માથી બાપ્તિસ્મા પામીએ છીએ.

૨. આત્માનું બાપ્તિસ્મા પામતી વખતે દેવનો આત્મા જાતે હૃદયમાં રહેવા આવીને તેના પર સંપુર્ણ અધિકાર ચલાવે છે તથા તેમાં દેવની પવિત્ર ઈચ્છાઓ પુરી કરે છે. આત્માના સંબંધમાં દેવનું પ્રથમ કામ તે માણસનું તારણ છે અને આત્માના બાપ્તિસ્મા વખતે માણસના હૃદયમાં દેવનો વાસો થાય છે. આ બીજા કામમાં દેવનો માણસોની સાથે ઘાડો તથા નિરંતર સંબંધ દેખાય છે.

૩. દેવ માણસના હૃદયમાં રહેવા આવે છે તેથી જે અસર થાય છે; તેનો ખ્રીસ્તના બતાવ્યા પ્રમાણે આપણે

ટુંક વિચાર કરીએ. (૧) "તે દહાડે (એટલે જે દહાડે પવિત્ર આત્મા આવે છે) તમે જાણશો કે હું મારા બાપમાં છું અને તમે મારામાં છો અને હું તમારામાં છું." તેનો અર્થ એવો છે કે આત્મા આવે છે ત્યારે ખ્રીસ્ત સાથેની સંગત સંબંધી ખરી ખાતરી કરાવે છે. જ્યારે આત્મા રહેવા આવે છે ત્યારે આપણને ખ્રીસ્ત સંબંધીની જાણ વધારે થાય છે કેમકે તે ખ્રીસ્તને પ્રગટ કરે છે; તે આપણામાં તથા આપણે તેનામાં એ વાત સૌથી ઉત્તમ આત્મિક જ્ઞાનથી માલમ પડશે ત્યારબાદ આપણે જાણીશું કે આપણું જીવન તેની સાથે તથા તેનું જીવન આપણી સાથે સર્વકાળ સુધી બંધાએલું છે. શું આ ઉત્તમ અનુભવ પામવાની તમારી ઇચ્છા છે? શું કોઇ વખત ઇસુ ઘણો દૂર ગયો હોય એવું લાગતું નથી? ઇસુ પોતે હાજર છે એ વાત સમજવી કઠણ નથી લાગતી? તેની મીઠી હાજરી હમેશાં જણાય એવી ભૂખ તમારા હૃદયમાં નથી? તે બાપમાં છે, તમે તેનામાં અને તે તમારામાં છે, એવી પવિત્ર આત્મા તમને ખાતરી પમાડે એ માટે તમે તેના પર હાંક નહિ મારો? ખ્રીસ્તનું વચન તેને યાદ કરાવો અને તેના વચન પ્રમાણે તેના સર્વ ભરપુરપણામાં તેને પામી લો. ઇસુ તમારામાં રહે છે તે જાણવું, તથા તમારામાં ખ્રીસ્ત મહિમાની આશા તે મર્મ સમજવો, વિગેરે વિષે કાંઇ શક ન રાખવો પણ તેના અચળ પ્રેમ પર ટેકવું તથા સ્થિર રહેવું એ તમારી આત્મિક જીંદગીની સૌથી મોટી ગરજ છે. વહાલા મિત્રો, તમારા વારસાનો હક પામી લો, ને આત્મા આપણને ઇસુ વિષે ખાતરી કરાવે કે તે આપણામાં છે અને આપણે તેનામાં છીએ.

(૨) પવિત્રાત્મા તમને શિક્ષણ તથા અજવાળું પમાડે છે. કેમકે "તે તમને બધું શીખવશે" આપણા આત્માએ ખ્રીસ્તની સાથે જોડાવું જોઇએ અને તેમજ આપણાં મન પણ કેળવાવાં જોઇએ. આપણા વિચારો ઈશ્વરી સત્યતા તરફ દોરાવા જોઇએ, દેવનું શાસ્ત્ર સમજવાને આપણા મનને પ્રકાશીત થવાની જરૂર છે, અને દેવનું વચન નિર્મળ તથા જીવતું થઈ શકે છે આ બધું આત્મા કરાવે છે. જે વાત આપણે વારંવાર વાંચીએ કે બુદ્ધિથી સાધારણ રીતે સમમજીએ છીએ તેજ વાત આત્મા પ્રકાશીત કરીને એક પળમાં તેનું ખરૂં પરાક્રમ જણાવે છે. કેવળ સ્વર્ગીય અજવાળારૂપી કિરણથી આત્મા પવિત્રીકરણ વિષે કેવી સ્પષ્ટ રીતે સમજાવે છે? જ્યારે આત્માને આસરે આકાશી અજવાળું આવે છે, ત્યારે ઇસુ આપણને સાજાપણું આપી શકે છે એ વાત સમજાય છે. આત્મા શિખવે છે એટલુંજ નહિ પણ તે નિરંતર શિખવ્યાં કરે છે અને તેજ શિક્ષણ તે વારંવાર યાદ કરાવે છે; કારણ કે "મેં જે સર્વ તમને કહ્યું, તે બધું તમારા સ્મરણમાં લાવશે." ગુંચવણને વખતે આપણને લાગુ પડે એવી સૂચના બતાવશે કે જેથી આપણને લાભ થાય. પરિક્ષણને વખતે આપણા દુશ્મન પર જીત પામીએ એવું વચન તે સ્મરણમાં લાવશે. ("આત્માની તરવાર જે દેવની વાત છે.") જેમ તારાઓ દિવસે નહિ પણ રાતે વધારે તેજસ્વી દેખાય છે તેમજ દુઃખ કે શોકરૂપી અંધારી રાતે આત્મા દિલાસાનું વચન પ્રકાશશે; સેવા કરતી વખતે જે વાત આપણે બોલવી જોઇએ, તેજ તે આપણા સ્મર-

ણુમાં લાવશે " શું બોલવું તે તેજ પળે તમને અપાશે." જ્યારે આપણે પશ્ચાત્તાપી પાપી માણસની સાથે પ્રાર્થના કરવા નમીએ ત્યારે આપણે શું બોલવું તે તે આપણને શિખાડશે. જ્યારે લોકો આપણી નિંદા કરે છે ત્યારે તે આપણી પાસે યોગ્ય જવાબ અપાવશે એ માટે, કે આપણી વાત મીઠાથી સલુણી કરેલી કૃપા સહિત થાય. આપણા વિચારો વારંવાર એવા સાદા તથા ઉત્તમ પોતાની મેળે નીકળે છે કે જાણે કોઈ જણ આપણી મહેનત વગર આપણી પાસે વિચારો કરાવતો હોયની! તે જાણી નવાઇ લાગશે. પવિત્ર આત્મા સેવા કરવામાં સૂચના આપીને ઘણો આશીર્વાદ લાવે છે. વહાલા મિત્રો, તે આપણાં હૃદયનો મદદગાર, સદાનો દોરનાર, મધૂર વાણી, શાંત હાજરી, માની પેઠે કરૂણા દર્શાવનાર તથા વિશ્વાસુ મિત્ર છે. તેને તમારે જોઇએ છે? જે ઇસુ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા આપેછે, તેની પાસે આવી તેનું અમુલ્ય કૃપાદાન પામીલો.

૩. તે શિખવશે એટલુજં નહિ પણ તે આપણને સર્વ સત્યમાં દોરી જશે. શિખવવા કરતાં દોરવું એ મોટી વાત છે, કે જેથી આત્મા આપણા પગ દેવની પવિત્ર ઇચ્છાના માર્ગ પર ચલાવે છે. આપણે ક્યાં છીએ, ક્યાં જવું, તે તે આપણને બતાવે છે તથા ભટકી જવા દેતો નથી. આ પવિત્ર આત્માનું ખાસ કામ કહેવાય છે કેમકે " તે તમને ઠોકર ખાવાથી બચાવી રાખવા ને પોતાના ગારવની સન્મુખ તમને નિર્દોષ તથા પરમાનંદમાં મુકવા સમર્થ છે." અરે કેટલીવાર ભટકી ગયા છીએ અને આપણી ભુલોનાં કેવાં

માઠાં પરિણામ નિપજ્યાં છે? આપણે શામાટે ઠોકર ખાધી તે આપણે જાણતાં નહોતાં પણ આપણા પગોમાં વારંવાર કાંટા વાગ્યા છે અને પાપના ડંખથી આપણાં હૃદયો વિંધાયાં છે. આ બધાંનું કારણ આજ્ઞા ભંગ છે. પણ જો આપણે પવિત્ર આત્મા પર ભરોસો રાખીને તેની પાછળ ચાલીએ, તો તેના સર્વ ભરપુરપણાનું આપણને અજવાળું આપીને તેના સિધા રસ્તા પર ચલાવશે.

(૪) તેને માટે સેવા કરવાને તે આપણને ફતેહ પમાડશે કારણકે "તે આવીને પાપ વિષે, તથા ન્યાયીપણા વિષે તથા ન્યાયી ઠરાવવા વિષે જગતને ખાતરી કરી આપશે." આપણે માણસોને પાપ વિષે ખાતરી કરાવી શકતાં નથી. આપણે કદાપી માણસોના હજારો દોષ કાઢીએ. તેઓને સખત રીતે ધમકાવીએ તથા ગંભીર ચેતવણી આપીએ, ઘણી કોમળતા તથા પ્રીતિથી પસ્તાવાને સારૂ તેઓની વિનંતી કરીએ. પણ આપણે તેઓની પ્રેરકબુદ્ધિમાં પાપ વિષે ખાતરી કરાવી શકતા નથી. કેવળ આત્મા આ કામ કરી શકે છે. તે એકજ તીર રૂપી શબ્દ વડે હૃદયને વિંધે છે ને તેમાંના સ્વાભિમાનનો નાશ કરી શકે છે. ઈસુએ પીતર તરફ કેવળ દૃષ્ટિ કરી અને તેથી તેની આંખો આંસુથી ભરાઇ ગઈ અને હૃદય પીગળી ગયું પણ ભાંગી ગયું નહિ. કેવળ આત્મા માણસોને ન્યાયીપણા વિષે ખાતરી કરાવી શકે છે. વળી ખ્રીસ્ત આપણું ન્યાયીપણું છે એ ભેદ આપણને આત્મા પ્રગટ કરે છે અને પાપીઓને તે કહે છે, કે "જુઓ, દેવનું હલવાન, કે જે જગતનું પાપ હરણ કરે

છે." ત્યારબાદ પાપી માણુસ પુરી રીતે સમજે છે કે, પ્રભુ મને તારે છે, માફી આપે છે તથા સદાકાળ સુધી સંભાળી રાખે છે. વળી કેવળ આત્મા જગતને ન્યાયી ઠરાવવા વિષે ખાતરી કરાવી શકે છે, શેતાનને ઈસુએ જીત્યો છે માટે હવે તેનાથી બીવાની જરૂર નથી પણ ઈસુમાં આપણે સંપૂર્ણ જયનો આનંદ ભોગવીએ છીએ, એ વાત આત્મા બિચારા, નિરાશ તથા નિર્ગત થએલા હૃદયને પ્રગટ કરે છે. કેમકે આપણુને ખાતરી છે, કે "મરણ, કે જીવન, કે દૂતો, કે અધિકારીઓ, કે વર્તમાનનું, કે ભવિષ્યનું, કે પરાક્રમીઓ, કે ઉંચાણ, કે ઉંડાણ, કે કોઈ-પણ બીજી સૃજેલી વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુમાં છે, તેથી આપણુને જુદા પાડી શકશે નહિ."

(૫) આત્મા પરાક્રમ પણ આપે છે. કેમકે "પવિત્ર આત્મા તમારા પર આવશે ત્યારે તમે સામર્થ્ય પામશો." વિદાયગીરીને વખતે ઈસુએ આ વચન આપ્યું હતું. આ પરાક્રમ તે માનવી જ્ઞાન પ્રમાણેનું નહોતું પણ આપણે આસરે કામ કરનાર ઈશ્વરી પરાક્રમ છે, કે જેથી કરીને આપણા શબ્દો તથા કૃત્યો અસરકારક નિવડે છે. તે આપણે સમજી ન શકીએ એવું એક આકર્ષણછે તેને લીધે એક નાની વાતથી મોટું તથા સદાકાળ ટકી રહે એવું પરિણામ નિપજે છે. પચાસમાને દિવસે એક સાદું ભાષણ કરવામાં આવ્યું, પણ આત્માના પરાક્રમથી તે ભાષણ હજારોના તારણને અર્થે સાધનરૂપ થઈ પડયું. એજ આત્માના પરા-ક્રમથી પાઉલ પ્રેરિતને આસરે ખ્રીસ્તી ધર્મ આખા જગત

પર સ્થાપન થયો; કારણ કે "દેવે જ્ઞાનીઓને લજાવવા સારૂ જગતના મૂર્ખોને પસંદ કર્યા છે, ને શક્તિમાનોને લજાવવા સારૂ જગતના અબળોને પસંદ કર્યા છે."

(૬) પવિત્ર આત્મા હિંમત પણ આપે છે. "પીતર તથા યોહાનની હિંમત જોઈને તેઓએ તેઓને ઓળખ્યા કે તેઓ ઈસુની સાથે હતા." તે હૃદયમાં હિંમત ચઢાવે છે ને વિશ્વાસ તથા ફરજના માર્ગમાં તથા પ્રભુની લડાઈમાં ચકમકના પત્થર જેવું મ્હોં કઠણ કરે છે. બીકણો, તમારે હિંમતવાન થવું છે? ભયભીત થએલા, તમારે દૃઢ થવું છે? તથા આંચકો ખાનારા, તમારે બળવાન થવું છે? તો "પવિત્રાત્મા પામો."

(૭) આત્મા જ્ઞાન આપે છે. સ્તેફન તથા બીજા શિષ્યોમાં આ કૃપાદાન ખાસ કરીને દેખાતું હતું. પ્રેરિત પાઉલ તીમોથીને લખતાં કહે છે, કે "દેવે આપણને સાવધ બુદ્ધિનો આત્મા આપ્યો છે." અસલ મંડળીને દોરનાર તથા ચલાવનાર પવિત્ર આત્મા હતો. પાઉલનો સર્વ હેતુ તથા યોજના પવિત્ર આત્માને આસરે કરવામાં આવ્યા હતાં. પાઉલે ખાસ જોખમને વખતે આત્માથી યરૂશાલેમમાં જવાનું ઠરાવ્યું. પૃથ્વી તથા નર્કનાં સર્વ પરાક્રમો પાઉલનો ઈરાદો રદ કરવાને એકઠાં મળ્યાં હોય એવું દેખાયું અને દેવના ભકતોએ પણ તેના ઠરાવથી તેને દૂર ખેંચી જવાને પ્રયત્ન કર્યો પણ આત્માએ પાઉલને તેમાંથી ખસવા દીધો નહિ તેથી તેણે તે આત્માની આજ્ઞા પ્રમાણે પૂરો કર્યો. તેજ પ્રમાણે દેવનાં કામ તથા મહિમાને માટે આત્મા આપણા મનો-

સ્થા દૃઢ કરશે ને આપણા ઠરાવો પૂરા કરાવશે અને આપણી ઉત્તમ તથા પવિત્ર ઇચ્છાઓ પાર પાડશે.

(૮) તે પ્રીતિનો આત્મા છે. કરીંથીઓને પહેલા પત્રના બારમા અધ્યાયમાં કૃપાદાનોની ટીપ આપ્યા પછી પાઉલ પ્રેરિત કહે છે, કે આ બધાં કૃપાદાનોમાં પ્રીતિ શ્રેષ્ઠ છે. પ્રીતિ માનસિક સદ્‌ગુણ નથી અથવા તે આપણી ઇચ્છાનું કૃત્ય કે સ્વાભિક હૃદયની લાગણી નથી. પણ તે આત્માનું મોટું આકાશી કૃપાદાન છે. કેવળ આત્મા આપણને અજાયબ પ્રેમ તેના સર્વ ભરપુરપણામાં તેની મધુરતામાં તથા જયવાન પરાક્રમમાં આપે છે. " જે પ્રીતિ સહનશીળ તથા પરોપકારી છે. " તે તમે ચાહો છો ? તો " પવિત્ર આત્મા પામો " જે પ્રીતિ પોતાનુંજ શોધતી નથી પણ પોતાને વિસરીને બીજાઓ તથા પ્રભુને અર્થે જીવે છે તે તમે પામવા ચાહો છો, તો પવિત્રાત્માનું બાપ્તિસ્મા પામો. જે પ્રીતિ ભુંડું ધારતી નથી, કંઇપણ વહેમ કે શક મનમાં આવવા દેતી નથી, ભાઈના વિષે ભૂંડા વિચાર કલ્પતી નથી, તે કંઈપણ મતલબ વગર સાદા વિશ્વાસથી સઘળું ખરૂં માને છે; જો કે હાલ બધું જેમ જોઇએ તેમ દેખાતું ન હોય તો પણ સઘળાની આશા રાખે છે અને પોતાને માટે નહિ પણ બીજા નલાયક માણસોને માટે વિશ્વાસની પ્રાર્થના દ્વારે દેવ પાસેથી આશીર્વાદ મેળવે છે, તે પ્રીતિ તમે ચાહો છો ? જે શાંતિ, ભાઇના વાંક કે દોષ ભુલી જવાથી મળે છે તે જાણવા ચાહો છો ? તો ઈસુ પાસેથી તેનું સૌથી મોટું દાન પામીલો. તે અમુલ્ય તથા ઉત્તમ કૃપા, કે જે સ્વર્ગીય

પ્રીતિ કહેવાય તે આત્માની મારફતે પામો. જે પ્રીતિ કદી ખુટતી નથી તથા ઠોકર ખાવાથી બચાવી રાખે છે, તે તમે ચાહો છો ? પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનારની પાસે આવો. જે પ્રીતિએ ઈસુને પવિત્ર, સાલસ, નિષ્કલંક તથા પાપીઓથી અલગ કર્યો તેજ આત્મા પ્રેમી ખ્રીસ્તને તમારામાં વસાવવા દો.

(૯) તેજ આત્મા પરિક્ષણ વખતે રક્ષણ કરે છે, અને લડાઈને સમયે જય આપે છે. કેમકે "જ્યારે તારો શત્રુ પુરની પેઠે તારા પર ચઢી આવે, ત્યારે દેવનો આત્મા તેની વિરૂદ્ધ ધજા ઉંચી કરશે." તે પોતાની હાજરીથી તમને એવા ભરશે, કે તમને તેના ભાલા વાગશે નહિ પણ પાછા પાડમામાં આવશે. જેમ લાલચોળ તપાવેલો લોઢાનો સળીઓ પોતામાંની ગરમીને લીધે પાણી કે ધુળને અડકવા દેતો નથી તેમજ ધગધગતો આત્મા શત્રુની અશુદ્ધતા આપણને લાગવા દેશે નહિ "કેમકે, યહોવાહ કહે છે હું તેની આસપાસ અગ્નિના કોટરૂપ થઇશ ને હું તેની મધ્યે મહિમારૂપ થઈશ."

(૧૦) તે પ્રાર્થનાનો આત્મા છે, કેમકે "આત્મા પોતે અવાચ્ય નિસાસાએ કરીને આપણે સારૂ મધ્યસ્થી કરે છે." પ્રાર્થના કરવી તે દેવ પ્રત્યેની આપણી ઉત્તમ સેવા છે. જેઓ પવિત્ર આત્માથી ભરાયા, તેઓ દેવના રાજ્યાસનને અડકી શકે છે. જે પરાક્રમ આકાશ તથા પૃથ્વીને હલાવશે કે જેથી પરિણામ સારૂ આવે, જે આ છેલ્લા સમયમાં ખ્રીસ્તનાં વચનોની સંપૂર્ણતા કરે છે, જે

આવનાર લડાઈઓમાં જય પામશે, તે તમે ચાહો છો ?" વહાલાઓ, જે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર છે તેની પાસે આવો; અને ઉપરના પરાક્રમથી વેષ્ટિત થાઓ. આપણે મોટી આત્મિક લડાઈઓના સમયમાં જીવીએ છીએ. જે અંધકારમાંથી ખ્રીસ્ત પોતાના પસંદ કીધેલાને લઈ જશે, તે અંધકાર ઘાડો થતો જાય છે; જે શત્રુ આપણા પર ચઢી આવવાના છે, તેઓની પાસે મજબુત હથિયારો છે, તો આપણે પણ તેની સામે લડવાને અગ્નિરૂપ શસ્ત્રો પહેરવાં જોઈએ. જીવતા દેવની હાજરીથી ભરપુર થવું તે અગ્નિરૂપ શસ્ત્રો છે. બખ્તરમાં કાંણું ન હોવું જોઈએ કે જેમાં થઈને શત્રુના તીર વાગે. હે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર, તેઓની પ્રાર્થના સાંભળ ને તારૂં મોટાપણું તેઓને પહેરાવ. તું તેઓને પવિત્ર આત્માની સાત ગણી સંપૂર્ણતામાં લાવ. દરેક પળે તેઓ તારામાં રહે તથા તેઓનો શ્વાસોચ્છ્વાસ પવિત્ર આત્માથી ચાલે એવું કરાવજે.

(૧૧) તે આશાનો આત્મા છે. "હવે આશાનો દેવ તમને વિશ્વાસ રાખવામાં સર્વ હર્ષ તથા શાંતિએ ભરપુર કરો, એ સારૂ, કે પવિત્ર આત્માની શક્તિથી તમારી આશા પુષ્કળ થાય." કેવળ આત્મા તમારામાંથી બીક દૂર કરી શકે છે. ભયનાં જે વાદળાં ચડીને નિરાશારૂપ ઘોર અંધકારથી બધું ઢાંકી દે છે તે તેઓને ખસેડી નાંખી શકે છે. તે આ જીંદગીમાં તમારા રસ્તાને મધૂર સ્વર્ગીય શાંતિથી પ્રકાશિત કરી શકે છે. તે દૂરના દેશ વિષે દર્શન આપી શકે છે. દેવનાં ધન્ય વચનો તમને

કેવી રીતે લાગુ પડે છે તે તમને બતાવી શકે છે. ખ્રીસ્ત રાજા તરીકે પોતાના મહિમામાં આવે છે તે તે સમજાવી શકે છે, ત્યારે તમારી પોતાની આંખોથી તેને જોવાની તમને આશા થશે અને આ જગતને તેના આવવા માટે તૈયાર કરવા પ્રયત્ન કરશો.

## ૬. પવિત્ર આત્માનું બાપ્તિસ્મા પામવામાં શો અર્થ રહેલો છે ?

૧. બાપ્તિસ્મા શબ્દ પોતેજ મરણ તથા ઉત્થાન દર્શાવે છે. બાપ્તિસ્મા એટલે દટાવું તથા નવું જીવન પામવું. તેથી જો તમારે પવિત્ર આત્માનું બાપ્તિસ્મા પામવું હોય, તો મરવું જોઇએ. જેનો નાશ થઈ શકતો નથી તે રહેવા લાયક છે. સોનું બળી જતું નથી. તેમજ જે કામ માણસોના હૃદયમાં પવિત્ર આત્મા કરે છે તેજ અગ્નિમાં ટકી રહે છે, તેના મનોરથોની સંપૂર્ણતા પ્રમાણે તેના મરણને આધિન થાઓ તેની ઇચ્છાની સંપૂર્ણતા પ્રમાણે નવા જીવનમાં ઉત્થાન પામો; ને આત્માનું બાપ્તિસ્મા પામો.

જેઓ આત્માનું બાપ્તિસ્મા પામ્યા નથી, તેઓને પોતાના પ્રભુની સાથે દેહ સંબંધી મરણ નહિ પામવાથી, કદાપિ રોકાણ થાય અથવા ફરીથી તેઓ તેના પુરૂત્થાનના જીવનમાં ઉઠયા નથી. આપણે દેહ સંબંધી મરવું એટલુંજ નહિ પણ ઉત્થાન પામવું એ અવશ્યનું છે. " ઉઠ, પ્રકાશ કર; કેમકે તારો પ્રકાશ આવ્યો છે, ને યહોવાહનો મહિમા તારા પર ઉગ્યો છે. "

૨. બાપ્તિસ્મા શબ્દ ભરપુરપણું દર્શાવે છે. બાપ્તિસ્માનો અર્થ પાણી છાંટવું એવો થતો નથી, પણ તે અથાગ મોટો સાગર દર્શાવે છે. દેવ આપણને બોલાવે છે, કે આપણે તેની કૃપાના ઉંડાણને પહોંચીએ. કાંઠા પાસે છછરા પાણીમાં રહેવાથી કાદવથી મેલા થઇએ છીએ તથા આપણા પર મોજાં ચઢી આવે છે; તેથી આપણે ઉંડા પાણીમાં જઈએ કેમકે ત્યાં શુદ્ધતા તથા શાંતિ છે.

૩. ફરીથી એજ શબ્દ પવિત્ર આત્માનું બાપ્તિસ્મા પામવાનું સાદાપણું બતાવે છે. સહેલથી આપણે બાપ્તિસ્મા પામી શકીએ છીએ; જેમ કોઈ માણસ મહાસાગરમાં તરે છે તેમજ તમે આત્મામાં તરી શકો છો: એકજ વાત અગત્યની છે એટલે **ભરોસો રાખો**. જેમ પાણી તરનાર માણસને ઉપર રાખે છે એ તરનાર માણસ જાણે છે. તેમજ શાંતિ તથા નિર્ભયપણાથી આપણે આત્મા પર આધાર રાખવો. કે દેશમાં દેવે મુસાને કહ્યું, કે તું ખડકને કહે. પણ તેને બદલે ખડકને મારવાથી તેણે પાપ કર્યું. કેમકે તે ખડક પ્રભુ ઈસુખ્રીસ્ત છે.

સાદા વિશ્વાસથી તેની સાથે વાત કરો, પણ પોતાની મહેનતથી તેનું અપમાન ન કરો, ઈસુ તમારી પાસે ઉભો રહેલો છે, જો તમે તેના પર ભરોસો રાખશો, તો જે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરે છે, તે ઈસુ તમારા પર ઘણોજ પ્રેમ દર્શાવશે. તેણે તમને ખંડી લીધેલા છે અને કદી છોડી દેશે નહિ. પવિત્ર આત્માને માટે તેના પર ભરોસો રાખો

એ માટે, કે જે ભરપુરપણું તમે પામ્યા છો તેમાંથી તમે બીજાઓને આપી શકો.

"વચન પર દાવો કરીને, કરી મશાલ પ્રકાશિત;
સૌ ભાગીદાર થઇને આપણે, ગાઇએ સૌ ગૌરવનું ગીત.

ટેક:—ઈસુ નથી કંઈ મુશ્કેલ, કરે છે તે મોટાં કામ;
ઈસુ નથી કંઈ મુશ્કેલ, કરે છે તે મોટાં કામ."

